# ભરતખંડના ઇતિહા-
# સનો યોગ્ય હેવાલ.

छपावी प्रसिद्ध करनार.

શીવલાલ નરસીંહદાસ.



નડીઆદ

સત્યસાગર પ્રેસમાં છાપ્યો.



સંવત ૧૯૩૯--સન ૧૮૮૩



મૂલ્ય ૨ આના.

# ઇતિહાસની નોટ

સાલવારી. **૧૯૩૭**



ઇ. સ પૂ.

૫૦૦૦—પાંડવ કૌરવ વચ્ચે યુદ્ધ થયું તેમાં કૌરવ હાર્યા.

૫૫૦—બૌધ મત સકયમુની (ગૌતમરૂષી) એ સ્થાપ્યો.

૫૨૧-૫૧૮—પારશીં રાજા દરવેશ હીસ્તાસ્પની સ્વારી.

૩૨૭—સીકંદરની સ્વારી, જેલમની લડાઇ ને તેણે સીંધુને તીરે પાતાળ નગર વસાવ્યું.

૩૧૫—૨૯૧—મૌર્યવંશી ચંદ્રગુપ્તે રાજ કર્યું.

૩૧૨—સીકંદરના સરદાર સેલ્યુકસની મગધ ઉપર સ્વારી ને સંધી.

૨૯૧-૨૬૩—બીન્દુસારે રાજ કર્યું.

૨૬૩-૨૨૩—અસોકે રાજ કર્યું.

૨૨૩-૧૯૫—મૌર્યવંશી રાજાઓ થયા.

ઇ. સ. પૂ. ઇ. સ.

૩૭૧૪-૧૨૯૮—કાશ્મીર ગાંગોનાર્દ વીગેરે કુળનાં રાજ્ય થયાં.

ઇ. સ. પૂ.

૧૯૫-૮૬—સંગાકુળના રાજા થયા.

ઇ. સ. પૂ. ઇ. સ.

૮૬-૩૧—કન્વાવંશે રાજ કર્યું.

ઇ. સ. પૂ. ઇ. સ.

૫૭-૪૩૬—આંધ્રકુળના રાજા થયા.

ઇ. સ, પુ.

૫૬—વીક્રમાદીત રાજા થયો.

૨૬—યુ અથવા ચીસકુળનો પરાજય.

ઇ. સ. પુ ઇ. સ.

૫૦૦-૧૧૦૦—મધુરામાં પાંડ્ય વંશના રાજા રાજ કરતા હતા.

૧૪૦૦—તાંજોરમાં ચોળવંશના રાજા થયા.

ઈ. સ.

૧૦૦-૧૦૦૦—મલબારમાં ચેરા તથા મ.ળાળ કુળ થયાં.

૭૭—શાલીવાહન ગોદાવરીને તીરે પૈડગ્રુ નગરમાં થયો.

૨૫૦-૧૧૮૨—કલ્યાણીમાં ચાલુકય (સોલંકી) વંશના રાજા થયા.

૧૧૯૦—કાળા ભુરીઆ કુળને લીંગાયત પંથની ઉત્પત્તી.

૧૧૩૧—[illegible]માં ઓઢીઆ પ્રાંતમાં કેસરી વંશ થયો.

૬૦૦-૧૨૦૦—જૈનમતની ચડતી રહી.

૪૭૦—ગુપ્ત કુળની રાઠોડની શાખાએ કનોજનું રાજ જીત્યું.

૧૨૦૩—બંગાળામાં પાલવંશ થયો.

ઈ. સ.

૧૧૯૩—મુસલમાનોથી હારી રાઠોડ જાતના રજપુતો મારવાડમાં વસ્યા અને શાહાબુદીન ગોરીએ દીલ્લીના પૃથુરાજને હરાવ્યો.

૬૨૨—મુસલમાની ધર્મની ઉત્પત્તી ને ફેલાવ.

૭૧૨—મહમદ કાસમનો સીંધ ઉપર હુમલો.

૯૭૬-૯૯૬—ગીજનવી કુળના સબકતગીને રાજ કર્યું.

૧૦૦૧-૧૦૨૪—મહમદ ગીજનીએ હીંદુસ્તાન ઉપર બાર સ્વારીઓ કરી. તે નીચે પ્રમાણે.

૧૦૦૧—લાહોરના રાજા જયપાળ ઉપર સ્વારી.

૧૦૦૪—ભાટીઆના રાજા વીજયરાય ઉપર સ્વારી.

૧૦૧૦—મુલતાન ઉપર ચડાઇ કરી.

૧૦૧૧—સ્થાનેશ્વર ઉપર સ્વારી કરી.

૧૦૧૪—કાસ્મીર ઉપર સ્વારી.

૧૦૧૫—ફરીથી કાસ્મીર ઉપર સ્વારી.

૧૦૧૭—મથુરાં ઉપર સ્વારી તથા કનોજના કુવારરાય ઉપર સ્વારી.

૧૦૨૨—કલીંજર ઉપર સ્વારી.

૧૦૨૩—પંજાબ ઉપર સ્વારી.

૧૦૨૪—સોરઠ સોમનાથ ઉપર સ્વારી.

૧૦૩૦—મહમૂદનું મરણ ને મસાઉદ ગાદીએ બેઠો.

૧૦૪૦—મસાઉદના પછી મોદુદ ગાદીએ બેઠો.

૧૦૪૯—મોદુદ પછી અબદુલ હસનગાદીએ બેઠો.

૧૦૫૧—અબદુલહસનની જગાએ અબદુલ રસીદ બેઠો.

૧૦૫૨—અબદુલરસીદ પછી સુલતાન જાદફરૂક થયો.

૧૦૫૮—સુલતાનજાદફરૂક પછી ઇબ્રાહીમ થયો.

૧૦૮૯—ઇબ્રાહીમની પછી મસાઉદ બીજો થયો.

૧૧૧૪—મસાઉદ બીજા પછી અરસલાન થયો,

૧૧૧૮—બેહેરામ થયો ને તેનું અલ્લાઉદ્દીન ગોરીએ હરાવ્યો.

૧૧૩૩—દ્વાર સમુદ્રના વીષ્ણુ વર્ધમાન નામે હીંદુ રાજાને રામાનુજ સ્વામીએ વૈષ્ણવ કરયો.

૧૧૫૨—લાહોરની ગાદીએ ખુશરૂ થયો.

૧૧૫૯—ખુશરૂની પછી ખુશરૂમલેક થયો.

૧૧૮૬—શાહાબુદીન ગોરીએ પંજાબ દેશ જીતી લીધો અને તે ખુશરૂમલેકને કહાડીને ગાદીએ બેઠો.

૧૧૯૧ થી ૧૧૯૩ સુધી દીલ્લીના પૃથુરાજ ઉપર શાહાબુદીનની સ્વારી.

૧૧૯૪—કનોજ ઉપર શાહાબુદીનની સ્વારી.

૧૧૯૫—ગુજરાતના ભોળાભીમ ઉપર શાહાબુદીનની સ્વારી.

૧૨૦૫—શાહાબુદીનનું મૃત્યુ ને ગુલામ કુતબુદીન ગાદીએ બેઠો.

૧૨૦૬—કુતબુદીન દીલ્લીની ગાદીએ બેઠો.

૧૨૧૦—કુતબુદીનના પછી આરામ થયો તેને કહાડીને તેનો બનેવી અલ્તમસ ગાદીએ બેઠો.

૧૨૩૧—અલ્તમસે માળવા જીત્યું.

૧૨૩૫—અલ્તમસ મરી ગયો ને રૂકનુદીન ગાદીએ બેઠો.

૧૨૩૬—રૂકનુદીનને ગાદી ઉપરથી કહાડી મુકી તેની બેન રજીયા બેગમ રાજ કરવા લાગી.

૧૨૩૯—રજીયાબેગમને મારી નાંખીને બહેરામ ગાદીએ બેઠો.

૧૨૪૧—બહેરામ મરી ગયો ને મસુદ ગાદીએ બેઠો.

૧૨૪૬—મસુદ મરી ગયો ને નાસરૂદીન ગાદીએ બેઠો.

૧૨૬૫-નાસરૂદીન મરી ગયો ને ગ્યાસુદીન બુલબુન ગાદીએ બેઠો.

૧૨૭૯—બંગાળામાં બંડ ઉઠયું.

૧૨૮૭—બુલબુન મરી ગયો ને કેકુબાદ ગાદીએ બેઠો.

૧૨૯૦—કેકુબાદને મારી નંખાવી જલાલુદીન ખીલજી ગાદીએ બેઠો.

૧૨૯૩—મુસલમાનોએ હીંદુઓને ઇલીચપુરકી લડાઇમાં હરાવ્યા.

૧૨૯૫—અલ્લાઉદીને દક્ષિણ ઉપર સ્વારી કરી તથા જલાલુદીન મરી ગયો ને ઇબ્રાહીમ ગાદીએ બેઠો તેને ઉઠાડી અલ્લાઉદીન ગાદીએ બેઠો.

૧૨૯૫-૧૩૧૫—અલ્લાઉદીને રાજ્ય કર્યું.

૧૨૯૭—અલ્લાઉદીનની ગુજરાત ઉપર સ્વારી ને કરણને હરાવ્યો.

૧૨૯૮—મુગલોના કતલગ નામે સરદારનો હલ્લો ને તેને જાફરખાંએ હરાવ્યો. તથા જાફરખાંનને અલાઉદીને શત્રુને હાથ સોંપવાથી મારી નાંખ્યો.

૧૩૦૬ થી ૧૩૧૨—દક્ષિણમાં મલેક કાફુરની સ્વારી.

૧૩૧૫—કાસ્મીરમાં સેનદેવ રાજાથયો અને તે વખતે અલ્લાઉદીનનું મરણ ને ઉમર પાદશાહ થયો.

૧૩૧૬—ઉમર મરી ગયો ને મુબારક ગાદીએ બેઠો.

૧૩૨૦—મુબારક મરી ગયો ને ખુશરૂ ગાદીએ બેઠો ને તેણે દેવળ દેવી જોડે લગ્ન કરયું તથા તેને ઉઠાડીને ગ્યાસુદીન ગાદીએ બેઠો.

૧૩૨૫—ગ્યાસુદીન તઘલખ મરી ગયો ને મહમદ તઘલખ ગાદીએ બેઠો.

૧૩૧૭—મુગલોનો હલ્લો

૧૩૧૦—મહીસુરનો કાફુરે અંત આણ્યો.

૧૩૫૧—મહમદ તઘલખ મરી ગયો ને ફીરોજશાહ ગાદીએ બેઠો.

૧૩૮૦—સીંધના સુમારા જાતના રજપૂતો મુસલમાન થયા જેઓ જામ કહેવાતા હતા.

૧૩૮૮—ફીરોજશાહ મરી ગયો ને ગ્યાસુદીન બીજો ગાદીએ બેઠો.

૧૩૮૯—ગ્યાસુદીન બીજો મરી ગયો અને અબુબકર પાદશાહ થયો ને તેની જગાએ નાસરૂદીન થયો.

૧૩૯૨—નાસરૂદીન મરી ગયો ને સીકંદર ગાદીએ બેઠો ને તેનું મરણ થવાથી મહમદ તઘલખ ગાદીએ બેઠો.

૧૩૯૩—જવાનપુરમાં ક્વાજહાંન પાદશાહ કહેવડાવવા લાગ્યો.

૧૩૯૮—મુગલ તૈમુરનો હલ્લો.

૧૩૯૯—મલીક કુરકી મરી ગયો ને મલીક નસીર સુલતાન થયો.

૧૪૦૧—દીલાવરખાં ઘોરીએ માળવામાં પાદશાહી પદ ધારણ કર્યું.

૧૪૧૨—મહમદ તઘલઘ મરી ગયો અને દોલતખાં ગાદીએ બેઠો તથા અહમદશાહે અમદાવાદ વસાવ્યું.

૧૪૧૪—દોલતખાં મરી ગયો ને ખીજરખાં સૈયદ ગાદીએ બેઠો.

૧૪૨૧—ખીજરખાં મરી ગયો ને મુબારક ગાદીએ બેઠો.

૧૪૩૩—મુબારક મરી ગયો ને મહમદ ગાદીએ બેઠો.

૧૪૪૦—મીરાંનો વર કુંભો મેવાડમાં રાજા થયો.

૧૪૪૩—મહમદ મરી ગયો ને આલમ ગાદીએ બેઠો.

૧૪૫૦—આલમ મરી ગયો ને બહીલોલખાં લોદી ગાદીએ બેઠો.

૧૪૭૪—જુવાનપુરની પાદશાહીનો અંત બહીલોલ લોદીએ આણ્યો.

૧૩૪૭—હુસેન ગંગુએ બાહામણી વંશ સ્થાપ્યો.

૧૪૮૪—ઇમાદશાહી કુળના ફાથઉલ્લાએ વરાડનું રાજ સ્થાપ્યું.

૧૪૮૭—નીઝામશાહી કુળના મલીક અહમદે અહમદનગરનું રાજ સ્થાપ્યું અને પોરતુગીજ બારથોલો મુડીઆજે કેપ આફ ગુડ હોપનો સોધ કર્યો.

૧૪૮૮—બહીલોલ લોદી મરી ગયો ને સીકંદર ગાદીએ બેઠો.

૧૪૮૯—આદીલશાહ નામે સરદારે બીજાપુરની ગાદી સ્થાપી.

૧૪૯૮—પોર્ટુગીજ હીંદુસ્તાનમાં આવ્યા.

૧૫૦૮—ઓલફોન્સ ઓલબુકર્ક હીંદુસ્તાનમાં આવ્યો.

૧૫૧૦—ઓલફોન્સ ઓલબુકર્ક ગવરનર જનરલ થયો તથા તેણે ગોવામાં રાજધાની કરી.

૧૫૧૨—કુતુબશાહી કુળના કુતુબ ઉલ મુલ્કે ગોવળકોન્ડાનું રાજ સ્થાપ્યું

૧૫૧૫—ઓલફોન્સ ઓલબુકર્ક મરી ગયો.

૧૫૧૭—સીકંદર લોદી મરી ગયો ને ઈબ્રાહીમ લોદી ગાદીએ બેઠો.

૧૫૨૬—ઈબ્રાહીમ મરી ગયો ને બાબર દીલ્હીપતી થયો. તથા પાણીપતની લઢાઈમા બાબરે ઈબ્રાહીમ લોદીને હરાવ્યો.

૧૫૨૭—ફતેપુર સીકરીની લઢાઈ બાબર અને મેવાડના રાજા સંગની વચ્ચે થઈ તેમાં બાબર જીત્યો.

૧૫૨૮—બાબરે ચંદેરીને ઘેરો ઘાલ્યો તેમાં બાબરની જીત તથા મેદનીરાય કેસરીયાં કરતાં મરણ પામ્યો.

૧૫૩૦—બાબરનું મૃત્યુ ને હુમાયુ ગાદીએ બેઠો.

૧૫૩૧—ગુજરાતના બહાદુરશાહે માળવા જીત્યું.

૧૫૩૫—હુમાયુ ને બહાદુરશાહ વચ્ચે મંદેસર આગળ લઢાઈ થઈ તેમાં બહાદુરશાહ હારયો.

૧૫૩૯—બકસરની લઢાઈ હુમાયુ ને સોરશાહ વચ્ચે થઈ તેમાં હુમાયુ હારયો.

૧૫૪૦—કનોજના સંગ્રામમાં હુમાયુ ફરીથી હારયો ને તે ઈરાન નાશી ગયો. તથા સોરશાહસુર ગાદીએ બેઠો.

૧૫૪૩—અમરકોટમાં અકબરનો જન્મ થયો.

૧૫૪૫—સોરશાહસુર મરી ગયો ને સલીમશાહ ગાદીએ બેઠો.

૧૫૫૩—સલીમશાહ મરી ગયો ને આદીલશાહ ગાદીએ બેઠો.

૧૫૫૬—આદીલશાહ મરી ગયો હુમાયુનું મૃત્યુ ને અકબર ગાદીએ બેઠો ને પાણીપતના મેદાનમાં બહેરામને હેમુ વચ્ચે લઢાઈ થઈ તેમાં હેમુ હારયો.

૧૫૬૦—અકબરે રાજ સત્તા પોતાને હાથ લીધી ને બહેરામ મરણ પામ્યો.

૧૫૬૫—નરસીંગ વંશનો રામ રાજા ગાદીએ બેઠો.

૧૫૬૭ થી ૧૫૭૨ સુધીમાં જેપુર, જોધપુર ને ચીતોડ વીગેરે રજપુત રાજાઓ અકબરે વશ કરયા.

૧૫૬૮—સુધી કટકમાં ગજપતી રાજા અને તમલુક કે મેદનીપુરની પાસે ગંગાવંશના રાજાનું રાજ હતું.

૧૫૭૩—અકબરે ત્રીજા મુજફ્ફર પાસેથી ગુજરાત જીતી લીધું.

૧૫૬૪—વરાડનું ઇમાદશાહી કુળ અકબરે તોડ્યું.

૧૫૭૪ થી ૧૬૦૦ સુધીમાં અકબરે બંગાળા, બહાર ને ઓઢીઆ (ઓરીસા) પ્રાંત જીત્યા.

૧૫૯૨—અકબરે સીંધ પ્રાંત જીત્યો.

૧૫૯૪—અકબરે કંદહાર જીત્યું ને અહમદનગરની ચાંદબીબી સાથે લઢાઇ થઇ.

૧૫૯૫—અકબરે અહમદનગર જીત્યું.

૧૬૦૦—જલાલ મરાયો બીરબલ મરાયો ને ઇંગ્રેજ લોક હીંદુસ્તાનમાં આવ્યા ને તેમની ઇસ્ટઇંડીઆ કંપનીનું થવું.

૧૬૦૫—અકબર મરી ગયો ને જહાંગીર ગાદીએ બેઠો અને તેજ સાલમાં વલંદા લોકે હીંદુસ્તાનમાં આવીને પોર્તુગીઝ લોકનો આમ્બોયના બેટ લીધો.

૧૬૧૧—જહાંગીરે નુરજહાં સાથે લગન કરયું.

૧૬૧૪ થી ૧૬૧૬ શાહજહાંની દક્ષિણ ઉપર સ્વારી.

૧૬૧૬—શાહજહાંએ ઉદેપુરના રાણાને થકવ્યો તેથી ખુરમ નામ બદલાઇ શાહજહાં પડ્યું.

૧૬૨૧—આમ્બોયનામાંના ઇંગ્રેજોની કતલ ને શાહજહાંનું બંડ.

૧૬૨૬—મોહોબતખાંએ જહાંગીરને કેદ કરયો પણ નુરજહાંએ છોડાવ્યો. અને મહોબતખાંએ શાહજહાં જોડે મળી દક્ષિણમાં બંડ મચાવ્યું ને પાર્વીઝ મરી ગયો.

૧૬૨૭—જહાંગીરનું મૃત્યુ ને શાહજહાં ગાદીએ બેઠો ને તેજ સાલમાં શીવાજીનો જન્મ થયો.

૧૬૩૭—શાહજહાંએ અહમદનગર ખાલસા કરયું ને તેણે બંગાળામાં પોર્તુગીજના થાણાં લેઇ લીધાં તથા કંદહાર લીધું પણ પાછું ખોયું.

૧૬૩૯—ઇંગ્રેજોએ મદ્રાસ વસાવ્યું.

૧૬૫૨ થી ૧૬૫૭—ઔરંગજેબની દક્ષિણ ઉપર સ્વારી.

૧૬૫૭—દારાએ સુજાને કાશી આગળ હરાવ્યો ને મુરાદ તથા ઔરંગજેબે ઉજ્જન આગળ દારાના સરદાર જસવંતસીંગને હરાવ્યો.

૧૬૫૮—ઔરંગજેબે ને મુરાદે મળીને દારાને આગ્રા આગળ હ-

રા૦યો અને ઔરંગજેબે મુરાદને કેદ કરયો ને પોતાના નામની દુવાઇ ફેરવી તથા શાહજહાંને બંધીખાને નાખ્યો.

૧૬૫૯—અફજલખાંનને શીવાજીએ મારી નાંખ્યો તથા આલમગીરે કજવાની લઢાઇમાં સુજાને હરાવ્યો.

૧૬૬૨—મોગલ રાજ્ય ઉપર શીવાજીનો હલ્લો તથા તેના મુલકનો વીસ્તાર થયો.

૧૬૬૩—શીવાજીએ સુરત લુટયું તથા તે મુગલ પાદશાહને તાબે થયો.

૧૬૬૪—શીવાજીએ રાજ્યાભીષેક પદ ધારણ કરયું.

૧૬૬૮—ઇંગ્રેજોએ બીજા ચાર્લસ પાસેથી મુંબઇ બેટ વેચાતો લીધો તથા શાહજહાંનું મોત.

૧૬૭૦—શીવાજીએ બીજીવાર સુરત લુટયું.

૧૬૭૪—શીવાજીએ મહારાજા ધીરાજપદ ધારણ કરયું.

૧૬૭૬—ઔરંગજેબે સંતરામી જાતના હીંદુ લોકોને નારનોલગામ આગળ હરાવ્યા.

૧૬૭૫ થી ૧૬૮૭ દક્ષિણમાં આલમગીરનું શીવાજી જોડે યુદ્ધ.

૧૬૭૮—શીવાજીએ પોતાના ભાઇ વંકાજી પાસેથી ખંડણી લીધી.

૧૬૮૦—શીવાજી મરી ગયો ને સંભાજી ગાદીએ બેઠો.

૧૬૮૩—ઔરંગજેબનો દક્ષિણ ઉપર હલ્લો.

૧૬૮૬—ઔરંગજેબે બીજાપુર લીધું.

૧૬૮૭—ઔરંગજેબે ગોવલકોંડા લીધું.

૧૬૮૭ થી ૧૭૦૭ મરેઠા જોડે યુદ્ધ.

૧૬૮૯—સંભાજીને ઔરંગજેબે મારી નાંખ્યો તથા તેના મીત્ર કલુશાનું માથું કાપી નાંખ્યું ને રાજારામ ગાદીએ બેઠો.

૧૬૯૬—ઇંગ્રેજોએ કલકત્તા વસાવ્યું.

૧૬૯૮—મુગલ લશકરે જીંજીને ઘેરો ઘાલ્યો.

૧૭૦૦—રાજારામ મરી ગયો ને શીવાજી બીજો ગાદીએ બેઠો.

૧૭૦૭—ઔરંગજેબ મરી ગયો ને બહાદુરશાહ ગાદીએ બેઠો.

૧૭૦૮—શીવાજી બીજો મરી ગયો ને શાહુ ગાદીએ બેઠો તથા યુનાઇટેડ ઇસ્ટઇંડીઆ કંપની થઇ.

૧૭૧૨—બહાદુરશાહ મરી ગયો ને જહાંદારશાહ ગાદીએ બેઠો.

૧૭૧૩—આગ્રાની લડાઇમાં જહાંદારશાહને ફરૂકસીઅરે હરાવ્યો તથા તેનું મરણ થયું ને ફરૂકસીઅર ગાદીએ બેઠો.

૧૭૧૫—બાળાજીવિશ્વનાથ પેશ્વા થયો.

૧૭૧૬— દાકતર હામીલ્ટને સાજો કરવાથી ફરૂકસીઅરનું ફરમાન થયું તથા શીખ લોકની કતલ થઇ,

૧૭૧૭—મરેઠા ને મુગલો વચ્ચે લડાઇ થઇ.

૧૭૧૮—બાળાજી પેશ્વાએ દીલ્હી જઇ પાદશાહ પાસે ચોથનો કરાર લખાવી લીધો.

૧૭૧૯—ફરૂકશીઅરનું ખુન ને મહમદશાહ ગાદીએ બેઠો.

૧૭૨૦—શાહપૂરની લઢાઇ અબદલ્લા તથા નીઝામ વચ્ચે થઇ તેમાં સૈયદો હાર્યા તથા બાળાજી પેશ્વાનું મરણ ને બાજીરાવ બલ્લાલ બીજો પેશ્વા થયો.

૧૭૨૪—નીઝામ ને અયોધ્યાનો રાજા સ્વતંત્ર થયા ને સક્કરની લઢાઇમાં નીઝામઉલ મુલ્કે મુબારકખાનને હરાવ્યો.

૧૭૩૧—વડોદરાની લઢાઇમાં બાજીરાવે ધબારીને હરાવ્યો.

૧૭૩૪—ડભોઇની લડાઇ બાજીરાવ ને ત્રીંબકરાવ દાભાડેની વચ્ચે થઇ તેમાં દાભાડે મરાયો,

૧૭૩૬—ભોપાળની લઢાઇ મરેઠા તથા મુગલો વચ્ચે થઇ તેમાં મુગલો હારયા તથા બાજીરાવે ચોથનો કરાર કરાવી લીધો.

૧૭૩૮—કર્નાલની લઢાઇમાં મુગલોને નાદીરશાહે હરાવ્યા.

૧૭૩૯—પેશ્વાના ભાઇ ચીમનાજી આપાએ વસાઇનો કીલ્લો જીતી લીધો.

૧૭૪૦—બાજીરાવનું મરણ અને બાલાજી બીજો બેઠો.

૧૭૪૧—અંબુરની લઢાઇ રાઘોજી ભોંસલા તથા મોરારીરાવને નવાબ દોસ્તઅલી વચ્ચે થઇ તેમાં નવાબ રણમા પડયો ને ચંદા સાહેબને પકડી સતારે લઇ ગયા.

૧૭૪૬—ફ્રેન્ચે મદ્રાસ જીત્યું ને અનવરૂદીનને હરાવ્યો.

૧૭૪૭—નાદીરશાહને કોઇએ મારી નાંખ્યો.

૧૭૪૮—અહમદશાહ અબદલીને અહમદશાહે સરહીંદ આગળ હરાવ્યો. મહમદશાહ મરી ગયો ને અહમદશાહ ગાદીએ બેઠો શાહુનું મરણ ને રામરાજા ગાદીએ બેઠો અને તંજાવરમાં દેવીકોટા વીગેરે મુલક ઇંગ્રેજને મળ્યો ને દુપ્લીએ ચંદા સાહેબને છોડાવ્યો તથા મુજફર ચંદાને દુપ્લીએ મળી અનવરૂદીનને હરાવ્યો ને માર્યો.

૧૭૪૯—ફ્રેન્ચ સરદાર બુસીએ જીંજીગઢ જીત્યો અને મહમદઅલ્લીની હાર.

૧૭૫૦—ત્રીચીનાપલ્લીની લડાઇમાં મુજફરજંગ અને નાસીરજંગે હરાવ્યો દુપ્લીનો વિજય ને તેણે દુપ્લીઆબાદ વસાવ્યું તથા કીર્તીસ્થંભ ચણાવ્યો. ને અંબુરની બીજી લડાઇમાં દુપ્લીએ અનવરૂદીનને હરાવ્યો.

૧૭૫૧—મુજફરજંગનું ખુન ને સલાબતજંગ ગાદીએ બેઠો અને આર્નીયાની લડાઇમાં કલાઇવે રાજાસાહેબને હરાવ્યો તથા કલાઇવે આર્કોટ લીધું.

૧૭૫૨—કાવેરી પાકની લડાઇમાં કલાઇવે રાજા સાહેબ તથા ફ્રેન્ચોને હરાવ્યા અને બાહુર ગામની લડાઇમાં મેજરલારેન્સે ફ્રેન્ચોને હરાવ્યા. ત્રીચીનાપલ્લીનો ઘેરો ને ઇંગ્રેજનો જય. ફ્રેન્ચ ફોજને ઇંગ્રેજે કોલ્લામાં ગોંધી તથા ચંદા સાહેબનું મરણ થયું.

૧૭૫૪—અહમદશાહ મરી ગયો ને આલમગીર બીજો ગાદીએ બેઠો ફ્રેન્ચે ત્રીચીનાપલ્લીને બીજીવાર ઘેર્યું પણ લારેન્સે તેનો બચાવ કીધો ને ફ્રેન્ચ સરકારે દુપ્લીને બરતરફ કર્યો.

૧૭૫૫—ઇંગરેજ અને ફ્રેન્ચ વચ્ચે સલાહ થઇ ને દુપ્લીનું મરણ થયું.

૧૭૫૬—આંગ્રીઆને ઇંગરેજની સહાયથી પેશ્વાએ શિક્ષા કરી તથા કલાઇવ હીંદુસ્તાનમાં પાછો આવ્યો અલીવર્દીખાનનું મરણ ને સુરાજઉદ્દૌલા ગાદીએ બેઠો ને તેનો કલકત્તા ઉપર હલ્લો ને ૧૪૬ ઇંગરેજોને અંધારી કોટીમાં પૂર્યા કલાઇવ તથા વોટસને કલકત્તા લીધું ને નવાબ જોડે યુદ્ધ.

૧૭૫૭—અહમદશા અબદલીનો ત્રીજો હુમલો. પેશ્વાની કર્ણાટક ઉપર સ્વારી લાલીના અમલમાં ફ્રેન્ચ સત્તાનો નાશ સુરાજ ઉદ્દૌલા સાથે

ઈંગરેજની સંધી. ઈંગ્રેજે ચંદનગર જીતી લીધું પ્લાસીની લઢાઈ ને મીરજાફરને ગાદીએ બેસાડયો

૧૭૫૮—ગાજીઉદ્દીનનો કેર. મરેઠાનો પંજાબ ઉપર હલ્લો અહમદ શાહ અબદલીનો ચોથો હુમલો ને મરેઠાએ લાહોર જીત્યું.

૧૭૫૯—આલમગીર બીજાનું મૃત્યુ ને શાહઆલમ બીજો ગાદીએ બેઠો મદ્રાસ ને બીજીવાર ફ્રેન્ચ ઘેરયું વાંદીવાસની લડાઈ સર આયારકુટને લાલી તથા બુસી વચે થઈ તેમાં ફ્રેન્ચો હારયા ને બુસી પકડાયો શાહઆલમ બીજાની બંગાળા ઉપર સ્વારી ને ચીન સુરાની લઢાઈમાં ઈંગ્રેજે વલદાને હરાવ્યા.

૧૭૬૦—અહમદશાહ અબદલી દીલ્હીમાં આવ્યો ઉદગીરની લઢાઈ મરેઠા તથા મુગલો વચે થઈ તેમાં મુગલોની હાર થઈ તથા પટણાની લઢાઈમાં ઈંગ્રેજે મીરકાશીમને હરાવ્યો વસંઢા તથા ફ્રેન્ચોને નરમ પાડી કલાઈવ ઈંગ્લાંડ ગયો ત્યાં તેને ઉમરાવ પદવી મળી ગવરનર વાન્સીતાર્તનો કારભાર. મીરજાફરને ગાદીએથી ઉઠાડી મુકયો ને મીરકાશીને નવાબ માન્યો.

૧૭૬૧—પાણીપતની લડાઈમાં અહમદશાહ દુરાનીએ મરેઠાને હરાવ્યા તથા બાલાજી બીજાનું મૃત્યુ ને માધવરાવ પેશ્વા થયો. પાણીપતની લઢાઈમાં મરેઠાને અફગાને હરાવ્યા ફ્રેન્ચ રાજ્યની સમાપ્તી ને લાલીને સ્વદેશ બોલાવી ગરદન મારયો પટણાની બીજી લઢાઈમાં ઈંગ્રેજે મીરકાશમ, સુજાઉદદોલા ને શાહઆલમને હરાવ્યા ને હૈદરઅલ્લી મહીસુરનો ધણી થયો.

૧૭૬૩—મીરકાશીમ અને ઈંગ્રેજ કોંસીલ વચે હાંસલ બાબત વધરો કતવાની લઢાઈમાં ઈંગરેજે મીરકાશીમને હરાવ્યો ઘેરીઆની લઢાઈ ઈંગરેજ તથા મીરકાશમની વચે થઈ તેમાં ઈંગરેજને જીતવું બહુ મુશકેલ પડયું મીરકાશીમ નાશી ગયો ને પટણામાં કતલ થઈ.

૧૭૬૪—મહીસુરના હૈદરઅલ્લીએ મરેઠી મુલક ઉપર ચઢાઈ કરી. પેશ્વા માધવરાવે હૈદરને હરાવ્યો દેશી પલટણનો બળવો. ને બકસરની લઢાઈમાં મનરોએ સુજા ઉદદોલાને હરાવ્યો અયોધ્યાનો નવાબ તાબે થયો. કાલ્પીની લઢાઈમાં ઈંગરેજે સુજા ઉદદૌલા તથા મરેઠાને હરાવ્યા ને

હૈદરે બેદનુર લીધું.

૧૭૬૫—મીરજાફરનુ મૃત્યુ ને નાજીમ ઉદદૌલા થયો. કલાઇવ હીંદુસ્તાનમાં પાછો આવ્યો. મુગલે ઇંગરેજને દીવાની આપી કલાઇવે સરકારી નોકરોને વેપાર કરવાની મના કરી લશકરને બેવડુ ભાથુ બંધ કરયું તથા પેશ્વા માધવરાવે હૈદરને હરાવ્યો.

૧૭૬૬—બીજા મલ્હારરાવ હોલકરનું મરણ થવાથી અહલ્યાબાઇએ રાજ સત્તા પોતાને હાથ લીને હૈદરે કાલીકટ લીધું.

૧૭૬૭—કલાઇવ ઇંગ્લાંડ ગયો અંબુર, ત્રીનોમાલી ને મંગામની લઢાઇઓ થઇ તેમાં પહેલીમાં કર્નલ સ્મીથે હૈદરને હરાવ્યો ને બીજીમ કર્નલ સ્મીથે હૈદરની તથા નીજામની ફોજને હરાવી ને ત્રીજીમાં ઇંગરેજે હૈદરને હરાવ્યો.

૧૭૬૭ થી ૧૭૭૨ કલકત્તાના અધીકારીઓનો કારભાર.

૧૭૬૮—ઇંગરેજ અને નીજામ વચે સલાહ થઇ તથા બંગાળામાં મોટો દુકાળ પડયો.

૧૭૬૯—મરેઠી લશ્કર ફરીને હિંદુસ્તાનમાં પેઠું મહીસુરનું તહનામું ને હૈદર સાથે થએલા પહેલા વીગ્રહનો અંત.

૧૭૭૧—મરેઠા ફરીને આવ્યા ને તેમના રક્ષણમાં શાહ રહ્યો.

૧૭૭૨—હૈદરે ફરીને હુમલો કરયો ને પરાજય પામ્યો. માધવરાવ પેશ્વાનું મૃત્યુ ને નારણરાવ પાંચમો પેશ્વા થયો તથા તેનું ખુન થયું ને વારંન હેસ્ટીંગસનો કારભાર મેરકુલ્લીની લઢાઇમાં માધવરાવે તથા ત્રીંબકરાવે હૈદરને હરાવ્યો. કુર્ગ પ્રાંતમાં કેર ને હૈદરે પોતાની સત્તા પાછી મેળવી.

૧૭૭૩—રેગ્યુલેટીંગ આકટ ધારો પસાર થયો ને હેસ્ટીંગસને ગવરનર જનરલની પદવી મળી. ને ચાર મેમ્બરોની નીમણુક થઇ.

૧૭૭૪—રાઘોબાએ નાશી જઇ મુંબાઇના ઇંગ્રેજોની મદદ માગી તથા સવાઇ માધવરાવ પેશવાની ગાદીએ બેઠો. રોહીલા જોડે ઇંગ્રેજોને યુદ્ધ. ને નવી કાઉન્સીલ ને સુપ્રીમ કોરટ થઇ.

૧૭૭૫—સુજાઉદદૌલા મરી ગયો ને અસોફ ગાદીપતી થયો ને સુરતની સલાહ થઇ.

૧૭૭૬—નંદકુમારને ફાંસીએ દીધો ને સુરતની સલાહ થઇ.

૧૭૭૭—રામરાજા પછી શાહુ બીજો ગાદીએ બેઠો.

૧૭૭૮—રામરાજાનું મરણ થયું ને ઇંગ્રેજે માહેબંદર લીધું.

૧૭૭૯—વારગામનું તહનામું.

૧૭૮૦—ઇંગ્રેજ સરદાર ગોદર્દે ડભોઇ તથા અમદાવાદ જીત્યાં. કાશીના રાજા ચૈયતસીંગ તથા ઇંગ્રેજની વચ્ચે વાંગ્રડ થયો. હૈદરની કર્ણાટક ઉપર સ્વારી. પોલીલૉરની પહેલી લઢાઇ ને કર્નલ બેલીનું કેદ પકડાવું.

૧૭૮૧—હેસ્ટીંગ્સે ચૈયતસીંગના ભત્રીજાને કાશીની ગાદી આપી. ચીલામ્બ્રમની લઢાઇમાં હૈદરે કુટને હરાવ્યો. પોર્ટોનાવા, પોલીલૉર ને સોલીંગર એ મુકામે કુટે હૈદરને હરાવ્યો વલંદા ને ઇંગરેજ વચ્ચે વઢવાડ.

૧૭૮૨—સાલબાઇનું તહનામું ઇંગરેજ તથા મરેઠા વચ્ચે થયું પની આરાની લઢાઇમાં ઇંગરેજે હૈદરને હરાવ્યો સરઆયર કુટનું [illegible] સીધાવવું. હૈદરનું મરણ થયું ને ટીપુ ગાદીએ બેઠો.

૧૭૮૩—ટીપુની મદદે બુસી ફ્રેન્ચ લશ્કર લેઇને આવ્યો.

૧૭૮૪—મંગલોરનું તહનામું ઇંગરેજ તથા ટીપુ વચ્ચે થયું. પીટનું બીલ પાસ થયું ને ફોકસનું બીલ ના પસાર થયું.

૧૭૮૫—વારન હેસ્ટીંગ્સ વીલાયત ગયો તથા આગ્રાની લઢાઇમાં મરેઠાએ સીંધીઆને હરાવ્યો.

૧૭૮૬—કાદર નામના રોહીલા સરદારે બીજા શાહઆલમની આંખો ફોડી લોર્ડ કાર્નવાલીસ બીજો ગવરનર જનરલ થયો ને અમીરોએ સીંધ દેશ જીતી લીધો.

૧૭૮૭—મરેઠા ને ટીપુ વચ્ચે વઢવાડનો અંત આવ્યો.

૧૭૮૮—ઉત્તર સીરકાર પ્રાંત ઇંગરેજને નીજામે આપ્યો.

૧૭૮૯—ટીપુનો ત્રાવણકોર ઉપર હલ્લો.

૧૭૯૧—મહીસુર જોડે ત્રીજો વીગ્રહ થયો. સીમો ગામને એરીકેરાની લઢાઇઓ થઇ તેમાં પહેલીમાં ઇંગરેજે ટીપુને હરાવ્યો ને બીજીમાં કાર્નવાલીસે ટીપુને હરાવ્યો.

૧૭૯૨—અજમેરની લઢાઇમાં સીંધીઆએ હોલકરને હરાવ્યો લોર્ડ કાર્નવાલીસે ટીપુને હરાવ્યો. શ્રીરંગપટણનો ઘેરો ને ટીપુ સુલતાન તાબે થયો.

૧૭૯૩—લૉર્ડ કાર્નવાલીસે ઈજારદારોને વંશ પરંપરા પટા બાંધી આપ્યા. તથા દીવાની ને ફોજદારી કામ સારૂ કાયદા ઠરાવ્યા ને સર જાનસોર બીજો ગવરનર જનરલ થયો.

૧૭૯૪—માહાદજી સીંધીઆનું મૃત્યુ.

૧૭૯૫—કુરદલાની લઢાઈમાં મરેઠાએ નીજામને હરાવ્યો ને સલાહ કરી તથા સવાઈમાધવરાવ પેશ્વાએ આત્મઘાત કીધો ને બીજો બાજીરાવ ગાદીએ બેઠો ને અહમદઅલી મરી ગયો.

૧૭૯૭—અયોધ્યાનો નવાબ અસોફ ઉદદૌલા મરી ગયો ને વજીરઅલી પાટે બેઠો તેને ગવરનર જનરલે ઉઠાડી સાદતઅલીને નવાબ બનાવ્યો.

૧૭૯૮—મહીસુરના સુલતાન જોડે ઇંગરેજને ચોથો વીગ્રહ થયો. ને લાર્ડમોર્નીંગટન ગવરનર જનરલ થયો. (ફેરફે વેલસલી) તથા નીજામ જોડે કરારનામું થયું.

૧૭૯૯—સદાસીર, માલવેલી ને શ્રીરંગપટણની લઢાઈઓ થઈ ને શ્રીરંગપટણના ઘેરામાં ટીપુ રણમાં પડ્યો ને તેનું રાજ્ય ઇંગરેજે લઈ લીધું.

૧૮૦૦—સીંધીઆને હોલકર વચે યુદ્ધ થયું તથા ઇંગરેજે સુરતના નવાબને પેનશન આપી સુરત અને તેનાં પ્રગણાં ઇંગરેજી રાજ સાથે જોડી દીધાં અને વાવ્ય પ્રાંતોને ખાલસા કરયા તથા નાના ફડનવીસનો કાળ થયો.

૧૮૦૧—બીજા શાહુ રાજાને પેશ્વાએ બંદીખાને નાંખ્યો તથા ઇંદોરની લઢાઈમાં સીંધીઆએ જસવંતરાવ હોલકરને હરાવ્યો અને પૂનાની લઢાઈમાં જસવંતરાવ હોલકરે પેશ્વા તથા સીંધીઆને હરાવ્યા અને ઉજેણની લઢાઈમાં જસવંતરાવે સીંધીઆને હરાવ્યા તથા ઇંગરેજોએ કર્ણાટક ખાલસા કરયું.

૧૮૦૨—વસાઈનું તહનામું થયું અને બીજો મરેઠી વીગ્રહ થયો તથા ઇંગ્રેજી ફોજે અહમદનગર સર કરયું.

૧૮૦૩—દીલ્લી, આગ્રા, ને લાસ્વારીની લઢાઈમાં લોર્ડલેકે સીંધીયાને હરાવ્યો તથા અસઈની લઢાઈમાં જનરલ વેલસલીએ દોલતરાવ તથા

રઘુજીને હરાવ્યા ને આરગામની લડાઇમાં જનરલ વેલસલીએ સીંધી તે-
થા ભોંસલાને હરાવ્યા અને દેવગામ ને સરજીઅંજે ગામની સલાહો પ
ઇ તથા મરેઠાએ બીજા શાહઆલમને કેદમાં નાંખ્યો પણ લોર્ડ લેકે
છોડાવ્યો.

૧૮૦૪—ફરૂકાબાદની લઢાઇ થઇ તેમાં લોર્ડલેકે હોલકરને હરાવ્યો
તથા ભરતપૂરના ઘેરામાં ને દીગગઢની લઢાઇમાં ફ્રેજર તથા માન્સને જ
સવંતરાવ હોલકરને હરાવ્યો.

૧૮૦૫—લોર્ડ વેલસલી સ્વદેશ સીધાવ્યો ને લોર્ડ કાર્નવાલીસ બો
જીવાર ગવરનર જનરલ થયો. તથા તે ગાજીપુરમાં ગયો નેજ સરજોર્જ
બાર્લો ગવરનર જનરલ થયો.

૧૮૦૬—બીજા શાહઆલમનું મૃત્યુ ને અકબર બીજો ગાદીએ બે-
ઠો તથા વેલોરમાં બંડ ઉઠયું.

૧૮૦૭—લોર્ડ મીન્ટો ગવરનર જનરલ થયો.

૧૮૦૯—ફ્રેંચ સંસ્થાન ઇંગરેજોએ જીતી લીધાં અને પંજાબના
રાજા રણજીતસીંગ જોડે ગવરનર જનરલે કરાર કરયો તથા સીંધ કાબુ
લ અને ઇરાનના અધિપતીઓ જોડે દોસ્તી કરીને ગવરનર જનરલ લો
ર્ડ મીન્ટોએ કરાર કરાવી લીધો કે તેમના મુલકમાં ઇંગરેજના દુશ્મનની
ફોજને પેસવા દેવી નહી.

૧૮૧૦—દોલતરાવ સીંધીઆએ ગ્વાલીઅરમાં રાજધાની કરી.

૧૮૧૩—લોર્ડ મીન્ટો સ્વદેશ ગયો ને કંપનીને એકલા ચીન સાથે
વેપાર કરવાની સનંદ મળી અને ખ્રીસ્તી ધર્મના બીસપની નીમણુક થઇ.

૧૮૧૪—નેપાળનું યુદ્ધ ને જનરલ ઓકટર લોનનો હલ્લો ને જય
તથા લોર્ડ હેસ્ટીંગ્સ ગવનર જનરલ થયો.

૧૮૧૫—મલુનની લઢાઇમાં ઇંગરેજે ગુરખાને હરાવ્યા.

૧૮૧૬—મકવાનપુર ને હરીહરપૂરની લઢાઇમાં ઇંગરેજે ગુરખાને
હરાવ્યા ને સંધી કરી તથા ગંગાધર શાસ્ત્રીનું ખુન થયું.

૧૮૧૭—ખડકીની લડાઇમાં ઇંગ્રેજે પેશ્વાને હરાવ્યો અને બાજીરા
વ નાશી ગયો તથા સતારાનો રાજા ઇંગ્રજને શરણ થયો ને કોરેગામની
લઢાઇમાં ઇંગ્રેજે મરેઠાને હરાવ્યા તથા માહીદપુરની લઢાઇમાં સરજેમ્મ

હિસ્લોપ તથા સર જેમ્સ માલ્કમે મલ્હારરાવ હોલકરને હરાવ્યો તથા પીંઢારાનો અંત આણ્યો ને પામરની કંપનીને આરંભ આપ્યો તથા નાગપુર ને જબલપૂરની લડાઈમાં ઈંગ્રેજે મરેઠાને હરાવ્યા.

૧૮૧૮—બાજીરાવ પેશ્વાને ઈંગ્રેજોએ પદભ્રષ્ટ કરીને બીથુરમાં રહેવા મોકલ્યો અને પ્રતાપસીંગ (બાળા સાહેબ) ને ઈંગ્રેજે ગાદીએ બેસાડ્યો તથા આસ્ટેની લઢાઈમાં બાપૂરાવ ગોખલેને ઈંગ્રેજે હરાવ્યો.

૧૮૧૯—ઈંગરેજોએ આશીરગઢને ઘેરો ઘાલી લીધું.

૧૮૨૩—લોર્ડ હેસ્ટીંગ્સ ઈંગ્લાંડ ગયો ને લોર્ડ આમ્રહસ્ત ગવરનર જનરલ થયો તેણે નીજામને પામરની કંપનીના રણુથી મુક્ત કર્યો.

૧૮૨૪—બ્રહ્મદેશના રાજાએ ઈંગરેજના મીત્ર કાચારના રાજાના મુલક ઉપર ચઢાઈ કરી તેથી લોર્ડ આમ્રહસ્તે જનરલ કેમ્પબેલને લશકર આપી લઢવા મોકલ્યો. તેણે બ્રહ્મીઓને રંગુનની લઢાઈમાં હરાવ્યા.

૧૮૨૫—પ્રોમ તથા પાગામની લઢાઈમાં સર આર્ચીબાલ્ડ કેમ્પબેલે બ્રહ્મીઓને હરાવ્યા.

૧૮૨૬—બ્રહ્મદેશના રાજા જોડે ઈંગરેજની સંધી તથા બારાકપૂરની ૪૭ મી પલટણે બળવો કર્યો.

૧૮૨૭—ઈંગરેજોએ ભરતપુરને ઘેરો ઘાલી સર કર્યું.

૧૮૨૮—લોર્ડ આમ્રહસ્ત સ્વદેશ ગયો ને લોર્ડ વીલીઅમ બેન્ટીક ગવરનર જનરલ થયો તથા ઈંગરેજોએ કુર્ગ પ્રાંત જીતી લીધો। ને લોર્ડ વીલીઅમ બેન્ટીકે સતી થવાનો ચાલ બંધ કર્યો.

૧૮૨૯—મેજર સ્લીમાનને ઠગોના શોધ કાઢવાના કામ ઉપર નીમ્યો.

૧૮૩૪—કંપનીને નવી સનંદ કરી આપી.

૧૮૩૫—સર વીલીઅમ બેન્ટીક સ્વદેશ ગયો ને સર ચાર્લસ મેટકાફ આકટીંગ ગવરનર જનરલ નીમાયો તેણે છાપખાનાંની છુટ આપી.

૧૮૩૬—લોર્ડ આકલાંડ ગવરનર જનરલ થયો.

૧૮૩૭—ઈરાની શાહને હેરાતગઢ જીતવામાં ઈંગરેજોએ ખાળ્યો. અને બીજા અકબરનું મૃત્યુ તથા મહમદ બહાદુરશા પાદશાહ થયો.

૧૮૩૮—રણજીતસીંગ શાહસુજા ને ઈંગરેજ વચ્ચે તહનામુ થયું.

૧૮૩૯—ઈંગરેજોએ ગીજની જીત્યું ને કાબુલ કબજે કર્યું તથા

કંદહારમાં શાહસુજાને બેસાડયો.

૧૮૪૦—પરવાનની લઢાઇમાં ઇંગ્રેજે દોસ્તમહમદને હરાવ્યો.

૧૮૪૧—કાબુલમાં ખીલજીઓનું હુલ્લડ ને સર વીલીયમ મેકનાટનનું ખુન થયું.

૧૮૪૨—કંદહારની લઢાઇમાં જનરલ નાટે અફગાનોને હરાવ્યા ને ચીન જોડે યુદ્ધ ને સંધી થઇ તથા આકલાંડ સ્વદેશ ગયો અને એલેનબરો ગવરનર જનરલ થયો તથા જનરલ પોલોકની કાબુલ ઉપર ચઢાઇ ને તેને જેલ તથા નદી આવી મળ્યા.

૧૮૪૩—સરચાર્લસ નેપીઅરે મીયાની તથા હૈદ્રાબાદની લઢાઇમાં સીંધના અમીરોને હરાવ્યા ને સીંધ ઇંગ્રેજી રાજ સાથે જોડી દીધું તથા મહારાજપુરની લઢાઇમાં લોર્ડ ગોફે સીંધીઆને હરાવ્યા અને પનીઆરની લઢાઇમાં ગ્રેનરદારે સીંધીઆને હરાવ્યો.

૧૮૪૪—લોર્ડ એલનબરોને બરતરફ કર્યો ને લોર્ડ હાર્ડીંગ ગવરનર જનરલ થયો.

૧૮૪૫—પંજાબના રાજા રણજીતસીંગના મરણ કેડે પંજાબની ગાદીએ બે ત્રણ રાજા થઇ ગયા ત્યાર પછી તેની માનીતી રાણીના પુત્ર દુલીપસીંગને ગાદીએ બેસાડયા તે બાળક હોવાથી ઉમરાવોની સભા કામ ચલાવા લાગી. એના વખતમાં શીખ લશ્કર બહુ કવાયત પામ્યું હતું તેથી તેઓને ચેન પડતું નહી આથી ઉમરાવોએ ઠરી જઇ ઇંગ્રેજી રાજ ઉપર ચઢાઇ કરવાને મોકલ્યું આ મનસુબો જાણી હાર્ડીંગ સાહેબે પંજાબની સીમા ઉપર ફોજ એકઠી કરી આથી તેઓને લડવાનું બાનુ જડયું અને ફીરોજપુરને મુદકી મુકામે લઢાઇઓ થઇ તેમાં ગોફે શીખ લોકોને હરાવ્યા.

૧૮૪૬—અલીવાલાની લઢાઇ થઇ તેમાં ઇંગ્રેજોએ શીખ લોકોને હરાવ્યા તથા અલીવાલાની લઢાઇમાં સ્મીથે શીખ લોકોને હરાવ્યા અને સોબ્રાઓનની લઢાઇમાં ગોફે તથા સ્મીથે તેજસીંગ તથા લાલસીંગને હરાવ્યા તથા લોર્ડ હાર્ડીંગે ઘાતકી રીવાજ બંધ પાડયા અને હાર્ડીંગ તથા ગાફ સાહેબને ઉમરાવ પદવી મળી ને જનરલ સ્મીથને બારોનેટનો ઇલકાબ મળ્યો તથા શીખ સાથે સંધી થઇ.

૧૮૪૮—લૉર્ડ હાર્ડીંગ સ્વદેશ સીધાવ્યો ને લૉર્ડ ડલહૂસી ગવરનર જનરલ થયો પંજાબમાં હુલ્લડ ને લાહોરમાં ફીતુર થયું આપા સાહેબનું મરણ થયું ને શીવાજી મહારાજાના ગાદીની સમાપ્તી તથા સતારા ઈંગ્રેજોએ ખાલસા કરયું.

૧૮૪૯—રામનગરની લડાઈમાં લૉર્ડ ગોફે સેરસીંગ તથા ચતુરસીંગ ને હરાવ્યા અને ચીનીઆનવલાની લડાઈમાં લૉર્ડ ગોફે સેરસીંગને હરાવ્યો તથા કાનરો શદુસંગને ગુજરાતની લડાઈમાં ઈંગ્રેજોએ શીખ લોકોને હરાવ્યા.

૧૮૫૨—બ્રહ્મદેશ જોડે બીજો વીગ્રહ થયો ને રંગુન તથા પેગુની લડાઈમાં ઈંગ્રેજે બ્રહ્મીઓને હરાવ્યા.

૧૮૫૩—ઈંગ્રેજ અને બ્રહ્મી વચ્ચે સંધી થઈ તેમાં જુની બંધી કાયમ રાખી પેગુ પ્રાંત ઈંગ્રેજને વધારે આપ્યો તથા નાગપૂરનો રાજા અપુત્ર મુઓ તેથી તેનુ રાજ ખાલસા કરી ઈંગ્રેજી રાજ સાથે જોડી દીધું ને શીવીલ સરવીસમાં દાખલ થવાની પરીક્ષા ઠરાવી ને ભરતખંડમાં પ્રથમ રેલવે બંધાઈ.

૧૮૫૬—અયોદ્ધાના નવાબને કલકતે લેઈ ગયા ને તેનું રાજ ખાલસા કરી ઈંગરેજી રાજ સાથે જોડી દીધું ને લૉર્ડ ડલહુસી સ્વદેશ સીધાવ્યો ને લૉર્ડ કેનીંગ ગવરનર જનરલ થયો.

૧૮૫૭—ઈરાન જોડે વીગ્રહ ને ચીન ઉપર સ્વારી તથા દેશી પલટણે બળવો કરયો.

૧૮૫૮—સરહ્યુરોજે ગ્વાલીઅર ગઢ જીત્યો ને કંપનીના હાથમાથી રાજસત્તા મહારાણીએ પોતાને હસ્તક લીધી.

૧૮૬૦-૬૧—સુપ્રીમ તથા સદર અદાલતોને જોડી દીધી ને નવો ફોજદારી કાયદો ચલાવ્યો શીવારેહીંદ નામે ખીતાબ તથા ચાંદ સ્થાપ્યો ને જમના તથા સતલજ વચેના પ્રદેશમાં દુકાળ પડયો લૉર્ડ એલજીન નો કારભાર તથા ઈંગરેજોએ વાહબી લોકોને જીત્યા.

૧૮૬૨-૬૩—પુંજાબમાં રુના વેપારનો વધારો ને લૉર્ડ એલજીનનુ મરણ થયુ.

૧૮૬૪—સરજાન લારેન્સ ગવરનર જનરલ થયો ને તેની સુતના

ફપર ચઢાઈ તથા ખોલજરોને સુખી કરવાના ઉપાય કરયા.

૧૮૬૫—મુંબાઈમાં રૂના વેપારનો સેર સટો.

૧૮૬૬—ઓઢીઆ પ્રાંતમાં દુકાળ પડયો ને વાઘેરાઓનું બંડ થયું

૧૮૬૮—લારેન્સના કારભારનો અંત ને ઈંગરેજોએ મગદલા ગ. ઢ જીત્યો.

૧૮૬૯—લોર્ડ મેયો ગવરનર જનરલ થયો ને ડયુક આફ એડીનબરે હીંદમાં મુસાફરી કરી.

૧૮૭૨—અંડમાન ટાપૂમાં લોર્ડ મેયોનો ઘાત ને લોર્ડ નાર્થબ્રુક ગવરનર જનરલ થયો.

૧૮૭૪—મલ્હારરાવ ગાયકવાડને પદભ્રષ્ટ કરી મદ્રાસ મોકલ્યો.

૧૮૭૫—પ્રીન્સ ઓફ વેલ્સ હિંદુસ્તાનમાં આવ્યો.

૧૮૭૬—લોર્ડ નાર્થબ્રુકનું રાજીનામું ને લોર્ડ લીટન ગવરનર જનરલ થયો.

૧૮૭૭—મહારાણી વીક્ટોરીઆએ કેસરે હિંદપદ ધારણ કરયું ને મદ્રાસ ઈલાકામાં તથા મુંબાઈના દક્ષિણ ભાગમાં દુકાળ પડયો.

૧૮૭૮—લાઇસેન્સ ટાકસ ને મીઠામાં વધારો વીલાયતી કાપડને સુતરની જકાત રદ કરી દેશીઓને હથીયાર ન રાખવા દેવાનો કાયદો ને અફગાનીસ્તાન જોડે વીગ્રહ.

૧૮૭૯—જલાલાબાદ અને કંદહાર ઈંગરેજોએ કબજે કરયાં.

૧૮૮૦—લોર્ડ રીપન ગવરનર જનરલ થયો.

૧૮૮૧—અબદુલા રેહમાનને ઈંગરેજોએ કાબુલની ગાદીએ બેસાડયો.

## સલાહો.

૧૭૬૯—મદ્રાસની સલાહ હૈદર તથા ઈંગરેજ વચ્ચે પહેલા મહીસુરના યુદ્ધનો અંત આવ્યા પછી આ સંધી થઈ તેમાં એક બીજાના લીધેલા મુલક પાછા આપવા તથા બંને પક્ષવાળાએ સલાહ થતા પહેલાં જેવી સ્થીતીમાં હતા તેવી સ્થીતીમાં રહેવું એવી સરત સલાહ થઈ.

૧૭૭૫—સુરતની સલાહ મુંબઈ સરકાર ને રઘુનાથરાવ બાપના રાવાળ એ થઈ તેમાં રઘુનાથરાવ ઈંગરેજને સાષ્ટીતથા તેની આસ પ

સના બેટાનો કબજો આપે તો તેને ગાદી અપાવે એવી સરતેસંધી થઇ.

૧૭૭૬—પંઢરપુરની સલાહ ઇંગરેજ સરકારને પૂનાની કોરટ વચે આ સલાહથી ઇંગરેજ લોકે એવું કબુલ કરયું કે સાષ્ટી તથા તેની આ. સપાસના બેટાનો કબજો કરવા દો તો રાઘોબાનો પક્ષ છોડી દેને મુ. લો મૂકીએ એવી સરતે સંધી થઇ.

૧૭૭૯—વારગામનું તહનામુ ઇંગરેજ અને મરેઠા વચે થયું તેમાં ઇંગરેજ સરદારે એવું કહ્યું કે અમારે સાષ્ટી તથા તેનીઆસપાસ-ના બેટાનો કબજો નથી જોઇત્તો ને તમારે અમને મુંબઇ સહી સલામત જવા દેવા એવી સરતે સંધી થઇ.

૧૭૮૨—સાલબઇની સલાહ ઇંગરેજ અને પુનાની કોરટ વચે થઇ આ સલાહમાં એવા કોલકરાર થયા કે ઇંગરેજોએ મરેઠાનો લીધેલો મુલક પાછો આપવો ઇંગરેજ તથા પોર્તુગીજ શીવાય બીજી કોઇ પણ યુરોપીયન પ્રજાને મરેઠી રાજ્યમાં પેસવા દેવી નહી અરૂચ સીંધીઆને આપવું તથા કર્ણાટકમાં હૈદરે લીધેલો મુલક પાછો અપાવાને મદદ કરવી અને રાઘોબાને દર મહીને ૨૫૦૦૦ નો પગાર પેશ્વાએ આપવો એવી સરતે સંધી થઇ.

૧૭૮૪—મંગલોરનું તહનામુ ઇંગરેજ તથા ટીપુ વચે થયું આ સલાહની સરત એવી હતી કે એક એકના કેદી પકડાયલા હોય તેને છોડી દેવા તથા એક એકનો મુલક પાછો આપવો.

૧૭૯૨—મંગલોરની સલાહ બીજી આ સલાહ લોર્ડ કાર્નવાલીસ ને ટીપુ વચે થઇ તેમાં ઇંગરેજ લોકના સંપીલા રાજાઓને પોતાનું અડધું રાજ વહેંચી આપવું તથા ત્રણ કરોડ ને ત્રીસ લાખ રૂપૈઆ ઇંગરેજને આપવા અને વધારે ખાતરી માટે ટીપુના બે કુંવરને ઇંગરેજની છાવણીમાં આપવા એવી સરતે સંધી થઇ.

૧૮૦૨—માં વસાઇની સલાહ થઇ તે ઇંગરેજ તથા બાજીરાવ વચે થઇ તેમાં ઇંગરેજે બાજીરાવને ગાદી પાછી અપાવવી તથા તેના રક્ષણને માટે ઇંગરેજી ફોજ પુનામાં રહે તેના ખરચને પેટે બાજીરાવે દર વરસે ૨૬ લાખ રૂપૈઆ ઇંગરેજને આપવા ને સુરત ઉપર કરેલો દાવો શા

વો નહી અને નીઝામ તથા ગાયકવાટ વચે વાંધો પડે તો તેની પંચાત ઈંગ્રેજ પાસે કરાવવી તથા ઈંગ્લાંડના નીસકપટી મીત્ર રહેવું.

૧૮૦૩—દેવગામની સંધી ઈંગ્રેજ તથા ભોંસલા વચે થઇ આ સલાહથી ભોંસલાએ કટક, બાલાસુર, ને વર્ધા નદીની પશ્ચિમનો ભાગ તથા બીજો કેટલોક મુલક આપવો કરોને સંધી કરી અને તેમના પાડોશી જોડે વાંધો પડે તો તેની પંચાત ઈંગ્રેજે કરવી તથા ઈંગ્રેજના દુશમનની ફોજને તેમના મુલકમાં રાખવી નહી.

૧૮૦૩—સરજીઅંજે ગામની સલાહ સીંધીઆ તથા ઈંગ્રેજ સરકાર વચે થઇ તેમાં સીંધીઆએ ગંગા ને જમનાની વચેનો મુલક તથા જેપૂર, જોધપૂર અને ગોહદની ઉત્તરનો મુલક, અહમદનગર, ભરૂચ, અજંગઘાટ તથા ગોદાવરીની વચેનો પ્રાંત આપ્યો અને પેશ્વાની સંઘાત વાંધો પડે તો તેની પંચાત ઈંગ્રેજે કરવી એવા બોલીએ સંધી કરી.

૧૮૨૬—યાન્દાબાની સલાહ ઈંગ્રેજ અને બ્રહ્મી લોક વચે થઇ તેમાં બ્રહ્મીઓએ વીગ્રહ ને અંતે આશામ, આરાકાન, ને તીનાસરીમ પ્રાંતોને એક કરોડ રૂપૈઆ આપ્યા.

૧૮૩૮—માટીવરે ટાપુની સલાહ ઈંગરેજ શાહસુજા તથા રણજીતસીંગ વચે થઇ તેમાં ઈંગ્રેજોએ શાહસુજાને ગાદી પાછી અપાવવી એવી સરતે સંધી થઇ.

૧૮૪૬—માં લાહોરની સલાહ ઈંગ્રેજ અને શીખ વચે થઇ તેમાં શીખ લોકોએ લડાઇના ખરચનેપેટે કાશમીરને હજારા પ્રાંત, તથા સતલજ ને બીઆસ નદીની વચેનો પ્રાંત આપવો અને પંજાબની ગાદીએ દુલીપસીંગ જયાં સુધી ઉમર લાયક થાય ત્યાં સુધી ઉમરાવોની સભા કામ ચલાવે તથા તે બ્રીટીશ રેસીડેન્ટની આજ્ઞા પ્રમાણે ચાલે અને લાહોરમાં તેમના રક્ષણને માટે ઈંગ્રેજી ફોજ રહે.

૧૮૫૬—માં પારીશની સંધી ઈંગરેજ અને ઈરાનીશાહની વચે થઇ તેમાં શાહે હેરાત અને કાબુલ ઉપર કશો દાવો રાખવો નહી એવી સરતે સંધી થઇ.

૧૮૫૩—(બ્રહ્મદેશની સંધી) બીજા વીગ્રહની અંતે બ્રહ્મીરાજાએ આગળની સંધી કાયમ રાખી પેગુ પ્રાંત આપ્યો.

૧૮૪૨—ચીનની સલાહ ઈંગરેજ અને ચીનના રાજા જોડે થઈ આ ચીનના ચાર બંદરોમાં વેપાર કરવાની ઈંગરેજોને છુટ મળી.

આકટ.

૧૭૭૩—રેગ્યુલેટીંગ આકટ ધારો પસાર થયો આ આકટમાં કંપનીની સનંદને પેટે દર વરસે ચાળીશ લાખ રૂપૈઆ ઈગ્લાંડના ખજાનામાં ભરે તેવી સરતે મુદત વધારી બંગાળાના ગવરનરને મુંબઈ અને મદ્રાસના ગવરનરનો ઉપરી ઠરાવી ગવરનર જનરલનું પદ આપ્યું ને તેને વરશે અઢી લાખનો પગાર ઠરાવ્યો તથા એના અને કોન્શીલના હાથમાં કુલ અખતીયાર સોંપ્યો કલકત્તામાં એક મુખ્ય અને ત્રણ ઉપ ન્યાયાધીશની સુપ્રીમ કોરટ સ્થાપી.

૧૭૮૪—પીટનું બીલ પાસ થયું આ બીલમાં પીટ નામે એક ઈંગરેજી મુખ્ય મધાન હતો તેણે એક કાયદો મંજુર કરાવ્યો આ કાયદાની રૂઈએ ઈસ્ટ ઈંડીયા કંપનીના ડાયરકટરોમાંથી ત્રણ જણની તેણે ગુપ્ત મંડળી નીમી અને તેમને નામે તે કામ ચલાવે એ ત્રણને માથે ઈંગ્લાંડના રાજમંત્રી મંડળીથી છ મંત્રીઓની સભા બનાવી અને તેમના હુકમ પ્રમાણે કામ ચાલે એમ ઠરયું અને એ છમાંથી જે પ્રમુખ ઠરે તેને ભરતખંડ ખાતાનો પ્રધાન ગણ્યો કલકત્તાના ગવરનરની કોન્શીલમાંથી ચાર મેમ્બરોના ત્રણ થયા અને મુંબાઈ અને મદ્રાસ ઇલાકાના ગવરનરને માટે કોનશીલ ઠરાવી.

૧૭૮૪—ફોક્સ નામે ઈંગરેજી મુખ્ય વજીર હતો તેણે એક કાયદો મંજુર કરાવવાની ધારણા કરી તેમાં કંપનીનો વહીવટ પારલામેંટે ઠરાવેલા અમલદારને સોંપવો ને વેપાર ડાયરેકટરોને હાથ રાખવો આ કાયદો ત્યાંના રાજાને ઠીક લાગ્યો નહી તેથી ના મંજુર કરયો.

૧૮૫૮—એક બીલ પાસ થયું તેથી હીંદુસ્તાનનું તમામ રાજ બ્રીટીશ રાજની સત્તા નીચે મુકવામાં આવ્યું.

## ઇંગરેજ લોકોને મળેલા દેશોનું લીષ્ટ.

૧૬૩૯—મદ્રાસ—ચંદ્રનગરના રાજા પાસેથી.

૧૬૬૮—મુંબાઇ—ઇંગ્લાંડના બીજા ચારલસ રાજા પાસેથી.

૧૬૯૬—કલકત્તા—આરંગજેબ પાસેથી વેચાતું લીધું.

૧૭૪૮—દેવીકોટા ને તેની આશ પાસનો મુલક—તંજાવરની લડાઇમાં પોતાના મીત્રને તજી દેવાની સરતે મેળવ્યા.

૧૭૬૫—બંગાળા—મીરજાફરના મરણ પછી ખાલસા કરયું.

૧૭૭૮—માહે—ઇંગરેજોએ જીતી લીધું.

૧૭૮૮—ઉત્તર સરકાર—નીજામ પાસેથી મળ્યું.

૧૭૯૯—મહીસૂર—ટીપુના મરણ પછી મળ્યું.

૧૮૦૦—સુરત—ત્યાંના નવાબને પેન્સન આપીને ખાલસા કરયું.

" —રાઠપ્રાંત—ત્યાંના નવાબ પાસેથી મળ્યો.

૧૮૦૧—કર્ણાટક—ત્યાંના નવાબ પાસેથી ખાલસા કરી લીધો.

૧૮૦૩—કટક, બાલાસોર તથા વર્ધા નદીનાં પશ્ચિમનો ભાગ તથા બીજો કેટલોએક મુલક—દેવગામની સંધીમાં ભોંસલાએ આપ્યો.

"—ગંગા જમના વચેનો પ્રદેશ, જેપુર, મેવાપુર, ગોહદની ઉત્તરનો મુલક, અહમદનગર, ભરૂચ, અજંગઘાટ તથા ગોદાવરી વચેનો ભાગ—સરજીઅંજીગામની સંધીમાં સીંધીઆએ આપ્યો.

૧૮૧૮—પુના—બાજીરાવને પદભ્રષ્ટ કરીને લીધો.

૧૮૨૬—આશામ, આરાકાન, ત્રીનાસરીમ—બ્રહ્મદેસના રાજાની જોડે સંધી થઇ તેમાં મળ્યા.

૧૮૨૮—કુર્ગ—જોડી દીધું.

૧૮૩૯—ગીજની—જીતી લઇ જોડી દીધું.

૧૮૪૩—સીંધ—ત્યાંના અમીરોને હરાવીને લીધું.

૧૮૪૬—સતલજ ને બીઆસ નદીની વચેનો પ્રદેશ—શીખ લોકો પાસેથી મળ્યો.

૧૮૪૮—સતારા—ત્યાંના રાજાના મરણ પછી ખાલસા કરયું.

૧૮૪૯—પંજાબ—ત્યાંના રાજા દુલીપસીંગને પેન્સન આપીને ખાલસા કરયું.

૧૮૫૨—પેગું—બ્રહ્મદેશના બીજા વીગ્રહને અંતે મળ્યો.

૧૮૫૪—નાગપુર—ત્યાંનો રાજા અપુત્ર મુઓ તેથી તેનું રાજ ખ

લસા કરી લીધો.

૧૮૫૬—અયોધ્યા—ત્યાંના રાજાની નાલાયકી આથી કલકતે મોકલી તેનો મુલક તાબે કરયો.

૧૮૫૮—દીલીની પાદશાહી—ત્યાંના મુગલ પાદશાહ મહમદ બહાદુરશાહને દેશનીકાલ કરીને લીધી.

## ગવરનર જનરલોની કારકીર્દી.

### વારન હેસ્ટીંગ્સ ૧૭૭૩ થી ૧૭૮૫.

૧૭૭૩—માં પહેલો ગવરનર જનરલ થયો. તેણે આવી નંદકુમારને ફાંશી દીધો થતામાંજ આ ગવરનર જનરલે કંપનીને નાણાંની ખઝીજ ખોટ હોવાથી દેશી રાજાઓને પીડા કરવા લાગ્યો અને તેણે કાશીના રાજા ચૈતસીંગની પાસે કરાર કરતાં વધારે નાણું માગ્યું તે તેણે આપવાની ના કહ્યાથી તેનો ૫૦ લાખ રૂપીયા દંડ કીધો અને એ દંડ વસુલ કરવાને પંડે કાશી ઉપર ગયો ને રાજાને હરાવી કેદ કરયો એ કારણને લીધે ત્યાંની રઇયતે કોપ કરીને પહેરેગીરોના ખુન કરયાં ને રાજાને છોડાવ્યો તથા એના વખતમાં મહીસુરના રાજા હેદર જોડે બીજો વીગ્રહ થયો ને પોર્તાનોવા, પોલીલોર, સોલીંગર એ ઠેકાણે લડાઇ ઓ ઇ. સ. ૧૭૮૧ માં થઇ તથા ઇ. સ. ૧૭૮૨ માં પનીયારની લડાઇ થઇ અને ઇ. સ. ૧૭૭૯ માં વારગામ ને ઇ. સ. ૧૭૮૨ માં સાલબાઇની સલાહ થઇ તથા ઇ. સ. ૧૭૮૪ માં મેંગલોરનું તહનામું થયું ત્યાર પછી તે ઇ. સ. ૧૭૮૫ માં તે વીલાયત ગયો.

### લૌર્ડ કાર્નવાલીસ ઇ. સ. ૧૭૮૬ થી ૧૭૯૩.

૧૭૮૬—માં કાર્નવાલીસ ગવરનર જનરલ થયો તેણે આવી ઇ. સ. ૧૭૮૬ માં નોકરોને લાંચ ખાતા તથા બીજે પ્રસંગે ધન મેળવતા અટકાવ્યા અને તેઓની લાયકી પ્રમાણે તેઓનો પગાર વધારી પક્ષપાતને કાંકી કહાડયો અને ૧૭૮૮ માં ઉત્તર સીરકાર પ્રાંત મેળવ્યો ને ઇ. સ. ૧૭૯૧ માં શીમો ગામ ને અરીકેરાની લડાઇમાં ટીપૂને હરાવી શ્રી રંગપટણની સલાહ કરી અને ઇ. સ. ૧૭૯૩ માં તેણે ઉથરાતદા—

રીને વંશ પરંપરા પટા બાંધી આપ્યા તથા દીવાની ને ફોજદારી કોરટો બાર કાયદા ઠરાવ્યા ને ઇ. સ. ૧૭૯૩ માં વીલાયત ગયો.

સરજાનસોર ઇ. સ. ૧૭૯૩ થી ૧૭૯૮

૧૭૯૩—માં આ ગવરનર જનરલ થયો એણે ઇ. સ. ૧૭૯૫ માં કુરદલ્લાની લઢાઇ કરી તથા એના વખતમાં મીસ્તર ચેરીનું ખુન થયું ને ૧૭૯૮ માં વીલાયત ગયો.

માર્કવીસ ઓફ વેલેસ્લી ઇ. સ. ૧૭૯૮ થી ૧૮૦૫

૧૭૯૮—માં ગવરનર જનરલ નીમાયો તેણે આવીને મહીસુરના રાજા જોડે ચોથો વીગ્રહ કરયો અને સદાસીર ને માલવેલી એ મુકામે ટીપુને હરાવ્યો તથા સીરંગપટણના ઘેરામાં ટીપૂને મારયો તથા તેનું રાજ લેઇ લઇ જુના હીંદુરાજાના કુંવરને ગાદી આપી પછી સને ૧૮૦૦ માં સુરતના નવાબને પેનશન આપીને તેની પાસેથી સુરત અને તેનાં પરગણાં લેઇ ઇંગરેજી રાજ સાથે જોડી દીધાં અને ઇ. સ. ૧૮૦૧ માં યસવંતરાવ હોલકરને સીંધીયા વચ્ચે પૂના, ઉજ્જણ ને ઇંદોરની લઢાઇઓ થઇ તથા બાજીરાવ પેશ્વાએ બીજા સાહુ રાજાને કેદમાં નાંખ્યો ને સને ૧૮૦૩ માં અસાઇની લઢાઇમાં તેણે દોલતરાવ તથા રઘુજીને હરાવ્યા તથા આરગામની લઢાઇમાં સીંધીઆ તથા ભોંસલાને હરાવ્યા અને લોર્ડ લેકે દીલ્લી, લાસવારી, આરગામ ને આગ્રાની લઢાઇઓમાં સીંધીઆને હરાવ્યો ને ૧૮૦૩ માં દેવગામને સીરજીઅંજે ગામનો સલાહ થઇ તથા ૧૮૦૪ માં દીગગઢની લડાઇમાં ફ્રેજર તથા માન્સને જસવંતરાવ હોલકરને હરાવ્યો અને ભરતપોરને ઘેરો ઘાલ્યો ત્યાર પછી તે ઇ. સ. ૧૮૦૫ માં મરણ પામ્યો.

લોર્ડકાર્નવાલીન્સ ઇ. સ. ૧૮૦૫ થી ૧૮૦૫ સુધીમાં.

૧૮૦૫—માં આ ગવરનર કલકતે આવી લાર્ડ લેકની છાવણી તરફ જવા નીકળ્યો પણ માર્ગમાં મરણ પામ્યો.

સરજયોર્જ બાર્લો ઇ. સ. ૧૮૦૫ થી ૧૮૦૭

૧૮૦૫—માં આ ગવરનર જનરલ થયો એના વખતમાં સન ૧૮૦૬

ન વેલેસ્લીના ફોજે ખંડ કરયું પણ સમાવી દેવામાં આવ્યું ત્યાર પછી તે ૧૮૦૭ માં વીલાયત ગયો.

### લોર્ડ મીન્ટો ૧૮૦૭ થી ૧૮૧૩

૧૮૦૭—માં આ ગવરનર જનરલ થયો એણે ત્રાવણકોર ઉપર હુલ્લો કરયો તથા ફ્રેન્ચ સાથે વીગ્રહ ચાલતો હતો માટે મોરીસ, બુરબોન વગેરે ટાપુમાં ફ્રેન્ચ થાણાં હતાં તે જીતી લીધાં ઇ. સ. ૧૮૦૯ અને તે જ સાલમાં તેણે પંજાબના રાજા જોડે કરાર કરાવી લીધો કે સતલજના ઇંગ્રેજી રાજ્ય ભણીના તાલુકદારોને તેણે પજવવા નહી તથા સીંધ, કાબુલ ને ઇરાનના અધીપતિઓ જોડે દોસ્તી કરીને કરાર કરાવી લીધો કે ઇંગ્રેજના દુશમનની ફોજને તેમના મુલકમાં પેસવા દેવી નહી સને ૧૮૦૯ તથા સને ૧૮૦૯ માં કંપનીને એકલા ચીન સાથે વેપાર કરવાની સનંદ મેળવી તથા તેજ સાલમાં કલકત્તામાં બીશપની નીમણુક થઇ ત્યાર પછી તે વીલાયત ગયો ઇ. સ. ૧૮૧૩.

### લોર્ડ હેસ્ટીંગ્સ ઇ. સ. ૧૮૧૪ થી ૧૮૨૩.

૧૮૧૪—માં આવ્યો એના વખતમાં સને ૧૮૧૪ માં નેપાળનું યુદ્ધ થયુ અને ઓકટર લોરનો હલ્લો ને જય થયો તથા સીંધી પીંઢારાને વશ કરયા ને પામરની કંપનીને આશરો આપ્યો અને સને ૧૮૧૮ માં આસ્ટેની લઢાઇમાં ગોખલાને હરાવ્યો તથા બાજા બાજીરાવ પેશ્વાને બીઠુરમાં મોકલ્યો અને સીંધીઆ તથા હોલકરને વશ કરયા ઇ. સ. ૧૮૧૫ માં મલુનની લઢાઇમાં ગુરખાને હરાવ્યા તથા ઇ. સ. ૧૮૧૬માં મકવાનપુર ને હરીહરપુરની લઢાઇમાં ગુરખાને હરાવ્યા ને સંધી કરી તથા ગંગાધર શાસ્ત્રીનું ખુન થયું અને ઇ. સ. ૧૮૧૭ માં ખડકી, કોરેગામ માહીદપૂર ને જબલપૂરની લઢાઇઓ થઇ તેમાં માહીદપુરની લઢાઇમાં સરજમ્સ હીસ્લોપ તથા સરજેમ્સ માલ્કમે મલ્હારરાવ હોલકરને હરાવ્યો ને બાકીની લઢાઇઓમાં ઇંગ્રેજે મરેઠાને હરાવ્યા ત્યાર પછી સન ૧૮૨૩ માં વીલાયત ગયો.

### લોર્ડ આમ્હર્સ્ત ગવરનર જનરલ ઇ. સ. ૧૮૨૩ થી ૧૮૨૮

૧૮૨૩—માં આ ગવરનર જનરલ થયો આ આવ્યો તેજ સાલમાં

બ્રહ્મી રાજાએ ઇગ્રેજના તાબાનો એક બેટ કબજે કર્યો તથા ઇંગ્રેજના મિત્ર કાચારના રાજા ઉપર સ્વારી કરી તેથી જનરલ કેમ્પબેલને બ્રહ્મદેશ ઉપર સ્વારી કરવા મોકલ્યો તેણે ઇ. સ. ૧૮૨૪ માં રંગુનની લઢાઇમાં ને ઇ. સ. ૧૮૨૫ માં પ્રોમ તથા પાગામની લઢાઇઓમાં બ્રહ્મીઓને હરાવી સલાહ કરવાની જરૂર પાડી અને સંધી થઇ તેમાં એક કરોડ રૂપૈઆ તથા આસામ, આરાકાન, અને ત્રીનાસરીમ પ્રાંતો મેળવ્યા સને ૧૮૨૬ તથા તેજ સાલમાં બરાકપૂરમાં બંડ ઉઠયું પણ સમાવી દીધું ત્યાર પછી તે ઇ. સ. ૧૮૨૮ માં સ્વદેશ ગયો.

## સરવુલ્ય બેન્ટીગ ઇ. સ. ૧૮૨૮ થી ૧૮૩૬.

૧૮૨૮—માં આ ગવરનર જનરલ થયો એના વખતમાં ઇંગ્લાંડ જવાનો માર્ગ બદલાયો ને રાજા લોકો તોફાન કરે તો તેને શિક્ષા કરવાનો ધારો નીકળ્યો ફીરોજપૂરના નવાબને ફાંશીએ દીધો તેણે ઇ. સ. ૧૮૩૪ માં કંપનીને નવી સનંદ કરી આપીને મુલ્કી તથા લશકરી ખરચમાં ઘટાડો કર્યો અને દેસીઓને મોટી નોકરી આપવાનો ધારો કર્યો ને ન્યાય ખાતામાં મુનસફ તથા સદર અમીનો વીગેરે ઠરાવ્યા તથા અદાલતોમાં ફારશી બોલીમાં કામ ચાલતું તે બંધ કરી અદાલતના ગામની દેશી બોલીમાં કામ ચલાવવાનો કાયદો કર્યો ને સતી થવાનો ચાલ બંધ કર્યો તથા ઠગ ને ફાંશીઆ લોકોનો નાશ કર્યો ને કેળવણી ખાતામાં ઇંગ્રેજી બોલી દાખલ કરી એના વખતમાં પહેલ વેહેલી આગ-બોટો આવી તથા તે ઇ. સ. ૧૮૩૫ માં વીલાયત ગયો ને આકટીંગ મેટકાફે છાપખાંનાને છુટ આપી.

## લોર્ડ આકલાંડ ૧૮૩૬ થી ૧૮૪૨

૧૮૩૬—માં આ ગવરનર જનરલ થયો એનાં વખતમાં અયોધ્યાના નવાબનું મરણ થવાથી તેના કાકાને ગાદીએ બેસાડયો તેથી તેની બેગમ તથા ઉમેદવારોએ બંડ ઉઠાવ્યું પણ ઇંગ્રેજોએ તે સમાવી દીધું સન ૧૮૩૯ માં ઇંગ્રેજની સામા ઉઠવાનું કાવતરૂ સતારાનો રાજા કરવા લાગ્યો તેને પદભ્રષ્ટ કરીને બીજાને ગાદીએ બેસાડયો અને અફગાની-સ્તાનના પદભ્રષ્ટ થએલા શાહસુજાએ ઇંગરેજની મદદ માગી અરજ

સ્વીકારીને ઈંગરેજોએ તેને કંદહારમાં ગાદીએ બેસાડયો તથા પંજાબનો રાજા રણજીતસીંગ મરી ગયો ને ઈંગરેજી ફોજે કરાંચીઅંદર જીત્યું તથા કાબુલ કબજે કર્યું સન ૧૮૪૧ માં કાબુલમાં ખીલજીઓએ બંડ કર્યું તથા ઈ. સ. ૧૮૪૦ માં પરવાનની લઢાઈ થઈ તેમાં ઈંગરેજોએ દોસ્ત [illegible]ને હરાવ્યો અને ઈ. સ. ૧૮૪૨ માં કંદહારની લઢાઈ થઈ તેમાં જનરલ નાટે [illegible]ને હરાવ્યા તથા ચીન સાથે વીગ્રહ ને સંધી થઈ ને તેજ સાલમાં આકલાંડ સ્વદેશ [illegible] ઈ. સ. ૧૮૪૨ માં.

### લોર્ડ એલનબરો ૧૮૪૨ થી ૧૮૪૪

૧૮૪૨—માં ગવરનર જનરલ થયો એના વખતમાં સીંધના અમીરોએ અફગાનીસ્તાનની લઢાઈમાં ઈંગરેજી ફોજને પીડા કરી હતી તે વેર વાળવા સને ૧૮૪૩ માં ઈંગરેજી ફોજ ચીન ઉપર ચડી ને મીયાની તથા હૈદરાબાદની લઢાઈમાં સરચાર્લસ નેપીઅરે સિંધના અમીરોને હરાવ્યા અને તેમનું રાજ જીતી ઈંગરેજી રાજ સાથે જોડી દીધું ૧૮૪૩ ને તેજ સાલમાં મહારાજપુર ને પનીઆરની લઢાઈઓ થઈ તેમાં પહેલીમાં ગૌફે સિંધીઆને હરાવ્યા ને બીજીમાં ગ્રેસ્રરદારે સીંધીઆને હરાવ્યા ત્યાર પછી બીજે વરશે એટલે સને ૧૮૪૪ માં એલનબરો સ્વદેશ સીધાવ્યો.

### લોર્ડ હાર્ડીંગ ઈ. સ. ૧૮૪૪ થી ૧૮૪૮

૧૮૪૪—માં આ ગવનર જનરલ થયો એના વખતમાં પંજાબની ગાદીએ દુલીપસીંગ બેઠો આ રાજાને ત્યાં શીખ લશકર બહુ કવાયત પામેલું હતું તેથી તેમને ચેન પડતું નહી માટે ઉમરાવોએ ઈંગરેજી રાજ ઉપર ચઢાઈ કરવા મોકલ્યું આ મનસુબો જાણીને હાર્ડીંગે પંજાબની સીમ ઉપર ફોજ એકઠી કરી તેથી તેમને લઢવાનું બાનું જડયું ને લઢાઈઓ થઈ તેમાં મુદકી અને ફીરોજ શેહેરની લઢાઈઓમા ગૌફે શીખને હરાવ્યા. ઈ. સ. ૧૮૪૫ ત્યાર પછી ૧૮૪૬ માં અલીવલાની લઢાઈમાં સ્મીથે શીખને હરાવ્યા ને સંધી થઈ તેમાં સતલજ ને બીઆસ નદીની વચેના મુલક તથા કાશમીર ને હજા પ્રાંત મેળવ્યા અને કાશમીર પ્રાંત ગુલાબસીંગને એક કરોડ રૂપૈએ વેચાતો આપ્યો ને તેણે કાં-

ત્રોઆ ઠગ ને સતી થવાનો ચાલ કંઇ કંઇ ચાલતો હતો તે બંધ કર્યો અને દીકરીઓ દુપાતી કરવાનો દુષ્ટ ચાલ કેટલીક વર્ણમાં હતો તે નાબુદ કરવાનો ને ઓઢીસા, ગાંડવા ને મધ્યહિંદના વનમાં નરમેધ કરવાનો ચાલ બંધ કરવા બંદોબસ્ત કરયો તથા સાહદારી માલનાં હાંસલ લેવાનાં નાકાં ઉઠાડી મુકયાં. મુલકી સીવ્ય શાળાને મદદ કરીને તાજમેહેલ વીગરે જુની ઇમારતો સમ કરાવી ત્યાર પછી સને ૧૮૪૮ માં વિલાયત ગયો.

## લોર્ડ ડલહૂસી ગવરનર જનરલ ૧૮૪૮—૧૮૫૬

૧૮૪૮—મા આ ગવરનર જનરલ થયો એના વખતમાં લાહોરનો કારભાર મુળરાજ કરતો હતો તેણે રાજીનામું આપ્યું તેની જગાએ નવો માણસ થયો કે તરત જ મુલતાનની ફોજે બંડ ઉઠાવ્યું ને બે ઇંગ્રેજોને કતલ કર્યા આ કતલ કરનારાઓને મુળરાજે ઇનામ આપ્યું તેથી બધી શીખ સેના તેને આવી મળી ને તેમણે બળવો ઉઠાવ્યો તેઓની સંગાતે ગોફ સાહેબે રામનગરની લડાઇ કરી શેરશીંગ તથા ચતુરસીંગ સરદારોને હરાવ્યા અને ચીનીઅનવલાની લડાઇમાં શેરશીંગને હરાવ્યોતથા કીનર્ટ ને સદુશેનની લડાઇમાં ઇંગ્રેજે શીખને હરાવ્યા ને ગુજરાત આગળ ગોફે શીખ લોકોને હરાવ્યા સદરહુ મુકામે સને ૧૮૪૯ માં લડાઇઓ થયા પછી દુલીપસીંગને પેનશન આપી તેનો મુલક ખાલસા કરી લીધો. સને ૧૮૪૯ સને ૧૮૫૨ માં બ્રહ્મદેશના રાજા સાથે વીગ્રહ કરવાની જરૂર પડી કારણ કે આવાનો દરબાર ગર્વથી છકી જઇ ઇંગરેજનુ વારંવાર અપમાન કરતો હતો તથા ત્યાંના ઇંગરેજોને પીડા કરતો તેથી ઇંગરેજોએ સ્વારી કરી ને સલાહ કરવાનાની જરૂર પાડી તેમાં અગાઉની સંધી કાયમ રાખી પેગુ પ્રાંત વધારે આપ્યો ત્યાર પછી નાગપુરનો રાજા અપુત્ર મરણ પામ્યો તેથી તેનુ રાજ ખાલસા કરી ઇંગરેજી રાજ સાથે જોડી દીધું સન ૧૮૫૩ તથા અયોધ્યાના નાલાયક રાજાને પકડી કલકત્તે મોકલી દીધો તેનુ રાજ ઇંગરેજી રાજ સાથે જોડી દીધું સન ૧૮૫૬. તેણે ઇ૦ સ૦ ૧૮૫૩ માં કંપનીને નવો પટો કરી આપ્યો. સીવીલ સરવીસનાં દાખલ થવાની પરીક્ષા ઠરાવીને બંગાળામાં લેફટેનન્ટ ગવરનર કર્યો અને કલકત્તા, મુંબાઇ, મદ્રાસમાં સદર અદાલતો ને સુ

પ્રીમ કોર્ટ હતી તે ભેળી નાંખી રેલવે ને તાર ચાલુ થયા કેળવણી ખાતામાં વધારો કર્યો સડકો પુલ ને બરાકો બંધાવવાને કર્જે નાણાં લીધાં ગુનો મનાવવાને માર મારવાની મના કરી તથા વેઠ કરાવવાની મના કરી ને ઇ. સ. ૧૮૫૬ માં વિલાયત ગયા.

### લોર્ડ કેનીંગ ગવરનર જનરલ ઇ. સ. ૧૮૫૬—૧૮૬૧

૧૮૫૬—માં આ ગવરનર જનરલ થયો એના વખતમાં ચાર મોટા બનાવ બન્યા ઇરાન સાથે વીગ્રહ ઇ૦ સ૦ ૧૮૫૭ માં થયો અને બીજો ચીન સાથે વીગ્રહ ત્રીજો દેશી ફોજનો બળવો ને ઇ. સ. ૧૮૫૮માં કંપની પાસેથી મહારાણી વીક્ટોરીઆએ રાજસત્તા પોતાને હાથ લીધી.

૧ ઇંગ્રેજોએ હેરાતગઢ છતવામાં ઇરાનીશાહને ખાળ્યો હતો માટે તે વેર રાખીને ઇંગ્રેજનું વારંવાર અપમાન કરતો માટે ગવરનરે ઓટ્રામ સાહેબને લશ્કર આપીને લડવા મોકલ્યો તેણે ઇરાનીશાહને હરાવ્યો તેથી શાહે અફ્ગાનીસ્તાન ને કંદહાર એ બે ઉપર દાવો રાખવો નહીં એવી સરતે પારીસ મુકામે સંધી કરી સન ૧૮૫૭.

૨ ઇંગરેજને ખોટું લાગે એવું ચીની સરકારે કર્યું હતું માટે ઇંગ્લાંડથી લોર્ડ એલજીઅનની સરદારી નીચે ફોજ ચીન ઉપર ચઢી અને ચીનાઓને હરાવીને સલાહ કરી તેમાં ચીનના ચાર બંદરોમાં વેપાર કરવાની છુટ મળી.

૩ સન ૧૮૫૬—માં સરકારે એવો કાયદો કર્યો કે જ્યાં નોકરી કરવા સીપાઇઓને મોકલે ત્યાં જવું એવી સરતે સીપાઇઓને નોકર રાખવા આથી દેશીઓ નાખુશ થયા તથા વાંઝીઆ દેશી રાજાઓનાં તથા બીજા દુરાચારી રાજાઓનાં રાજ ખાલસા કરીને ભેળી દીધાં તથા એવી ગપ ઉડી કે સરકાર બધાને ખ્રીસ્તી કરવા ઇચ્છે છે અને મૂળ કારણ એ કે ફીલ્ડ નામે બંધુકની કાર્ટીજ દાંતે પકડવી પડે છે એ અને કાર્ટીજને ગાય તથા સુઅરની ચરબી લગાડેલી હોય છે તથા સરકાર બધાને વટાળવા ધારે છે એ વાત ખરી માનીને બંગાળાના દેશી સીપાઇઓ સામા થયા એ પ્રમાણે પહેલેથી સંતલસ કરી રાખ્યાથી દીલ્હી, ખાનપુર, લખનોર એ ઠેકાણે બંડ ઉઠયાં પણ સર હ્યુરોઝ તથા હેવલોક એ બહાદુર સરદારોએ બંડ સમાવી દીધાં અને બળવામાં નાના સાહેબ તાતાટોપી

અયોધ્યાની બેગમ જાંસીની રાણીને દીલ્લીનો પાદશાહ વીગરે આગેવાન હતાં ત્યાર પછી એના વખતમાં સને ૧૮૫૮ માં માહારાણી વીક્ટોરીઆએ પાર્લમેન્ટની સભાથી રાજ કારભાર પોતાને હસ્તક લીધો ને મહારાણીએ ખંડખોરો તથા રૈયત ઉપર યોગ્ય રીતે દયાનું ચીન્હ દર્શાવી જાહેરનામુ આપેલું છે. તથા મહારાણીએ તેના શૌર્ય, બુધી તથા હીમત ઉપર વિશ્વાસ રાખીને તેને ભરતખંડ ખાતાનો પેહેલો વાઈસરાય નીમ્યો તેણે સને ૧૮૬૦ થી ૧૮૬૧ સુધીમાં જે સુધારા કર્યા તેની વીગત નીચે પ્રમાણે સુપ્રીમ તથા સદર અદાલતોને જોડી દીધી ને નવો ફોજદારી કાયદો ચલાવ્યો સીતારેહીંદ નામે ઇલકાબ તથા ચાંદ સ્થાપ્યો ને એના વખતમાં જમના ને સતલજ નદી વચેના પ્રદેશમાં દુકાળ પડયો ત્યાર પછી ૧૮૬૨ માં લોર્ડ એલજીન થયો.

લોર્ડ એલજીનનો કારભાર સને ૧૮૬૨—૧૮૬૩

૧૮૬૨—માં તેણે આવીને વાહાબી લોકોને જીત્યા. તથા એના વખતમાં ૧૮૬૨ થી ૬૩ સુધીમાં મુંબાઇમાં રૂના વેપારનો વધારો થયો અને ઇ. સ. ૧૮૬૩ માં એલજીનનુ મરણ થયું.

સરજાન લારેન્સ ગવરનર જનરલ ઇ. સ. ૧૮૬૪—૧૮૬૮

૧૮૬૪—આ ગવરનર જનરલ થયો તેણે આવીને સોલજરોને સુખી કરવાના ઉપાય કર્યા અને એના વખતમાં ઇ. સ. ૧૮૬૪માં ભુતાન ઉપર ચઢાઇ તથા ઇ.સ. ૧૮૬૫ માં મુંબાઇમાં સેરસટો થયો અને ઇ. સ. ૧૮૬૬ ઓઢીઆ પ્રાંતમાં દુકાળ પડયો ને વાઘેરાઓએ ખંડ ઉડાવ્યું તથા ઇ. સ. ૧૮૬૮ માં લારેન્સના કારભારનો અંત આવ્યો.

લોર્ડ મેયો ઇ. સ. ૧૮૬૯ થી ૧૮૭૨

૧૮૬૯—માં આ ગવરનર જનરલ થયો એના વખતમાં શાહજાદા આલફ્રેડહીંદમાં મુસાફરી કરી તથા તેનો અંદમાન ટાપૂમાં કોઇ અફગાને ઘાત કર્યો સને ૧૮૭૨

લોર્ડ નાર્થબ્રુક ઇ. સ. ૧૭૭૨—૧૮૭૬

૧૮૭૨ માં આ ગવરનર જનરલ થયો અના વખતમાં વડોદરાના રાજા મલ્હારાવ ગાયકવાડ જેપદભ્રષ્ટ કરીને મદ્રાસ મોકલી દીધો તથા પ્રીન્સ ઓફ વેલ્સનું હિંદમાં પધારવું થયું ત્યાર પછી તેણે ઇ. સ.

માં રાજીનામું આપ્યું.

લૉર્ડ લીટન ઈ. સ. ૧૮૭૬—૧૮૮૦

૧૮૭૬—ઈ. સ. ૧૮૭૬ માં તે આવ્યો એના વખતમાં મહારાણી વીકટોરીઆએ કૈસરેહીંદપદ ધારણ કરયું અને ૧૮૭૭ તથા ૧૮૭૮ માં લાઇસેન્સટાક્સ ચાલુ થયો ઈ. સ. ૧૮૭૯ માં જલાલાબાદને કંદહારનો કબજો કરયો તથા ઈ. સ. ૧૮૮૦ માં લૉર્ડ રીપન આવ્યો.

લૉર્ડ રીપન ૧૮૮૦

૧૮૮૦—માં આ ગવરનર જનરલ થયો જે હાલ રાજ કરે છે તેણે અને ૧૮૮૧ માં અબદુલા રેમાનને કાબુલની ગાદીએ બેસાડયો.

સમાપ્ત.

આ ચોપડીની ગોઠવણ કરવામાં પ્રીય મીત્ર વહેરીભાઈ રાગભાઈએ ઘણી મદદ આપેલી છે માટે હું તેઓનો ઉપકાર માનુ છું તેમ આ ચોપડીના ગ્રાહકો પણ માનશે એવી આશા છે.

-o-o-

# જાહેરખબર

આ ચોપડી નીચે લખેલે ઠેકાણેથી રોકડી કીંમતે મળશે. પરગ
વાળા પાસેથી પોસ્ટેજ ૦-૦-૬ વધારે લેવામાં આવશે.

નડીઆદ—શા. શીવલાલ નરસીંહ તથા પા. ધાભાઈ જેઠાભાઈ તથા છોટાલાલ છગનલાલ ઠે. નાગરકોઈ આગળ તથા અમૃતલાલ વ્રજલાલ ઠે. મડીઆગળ.

વડોદરા—વકીલ ગોવીંદ લાલાજી.